॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર
સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...
ગુરુકુલ દર્શન
વર્ષ - ૪ • નવેમ્બર-ડિસેમ્બર-૨૦૧૨ • અંક-૧૧-૧૨
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-
અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં
સદ્‌ગુરુ વંદના મહોત્સવ
તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર-૨૦૧૨
અધ્યક્ષ :- પ.પૂ. ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી
:: શુભ સ્થળ ::
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)
એસ.જી. હાઈવે, છારોડી - અમદાવાદ. સંપર્ક : ૯૮૨૫૨ ૧૦૦૩૮, ૯૮૨૫૨ ૧૦૦૯૬
શ્રી ઘનશ્યામ મહારાજ

॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

"ભગવાન ભજજો;
ભગવાન ભજવામાં
માલ છે."

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ
જોગી સ્વામી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામી

ભગવાન સ્વામિનારાયણના "સદ્‌વિદ્યા પ્રવર્તન"ના આદેશને અનુસરી ગુરુકુલ પરંપરાની સ્થાપના દ્વારા ભારતીય સંસ્કૃતિની રક્ષા કરનારા, વેદાદિ શાસ્ત્રોના જ્ઞાનનો પુનિત પ્રકાશ પાથરનારા, હજારો જીવાત્માઓને અભયદાન આપી મોક્ષમાર્ગે દોરનારા, 'સર્વજીવહિતાવહ' ભાવનાથી અનેકવિધ સામાજીક સેવાઓની જ્યોત જગાવનારા સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પરમ પૂજ્ય ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીના શ્રીચરણોમાં કોટી કોટી વંદન.

પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

મુમુક્ષુજનોના હૃદયમાં સત્સંગ સંસ્કારોનું સિંચન કરનારા, ભગવદ્ કથા પ્રવાહને અખંડ વહાવી સૌને સહજાનંદ સિંધુમાં નિમગ્ન રાખનારા, માતૃતુલ્ય વાત્સલ્ય વરસાવી ગુરૂકુલ પરિવારને ધન્ય બનાવનારા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામીના શ્રીચરણોમાં કોટી કોટી વંદન

પ.પૂ. વાત્સલ્યમૂર્તિ સદ્‌ગુરુ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી

આ દિવ્ય પ્રસંગે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજની અનુવૃત્તિમાં રહીને પાયાની સેવા કરનારા અ.નિ. પૂ. શ્રી નિરન્નમુક્તદાસજી સ્વામી(પૂ. મુગટ સ્વામી), અ.નિ. પૂ. ભંડારી શ્રી હરિપ્રસાદદાસજી સ્વામી, અ.નિ. સેવામૂર્તિ પાર્ષદ શ્રી નારાયણ ભગત તથા અ.નિ. ભજનમૂર્તિ પાર્ષદ શ્રી રવજીભગતને પાવનકારી સ્મૃતિ સાથે ભાવવંદના.

-: સંસ્થાપક :-

સદ્વિદ્યા સંવર્ધક પ્રાતઃસ્મરણીય પ.પૂ. ગુરુવર્ય શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી


# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, નવેમ્બર-ડિસેમ્બર-૨૦૧૨, અંક-૧૧-૧૨

: આશીર્વાદ :

પ.પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :

પ.પૂ. સદ્ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી [illegible] ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી [illegible] સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ |
| વ્યવસ્થાપક | : [illegible] |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સુર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છૂટક અંક | : રૂ. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂ. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂ. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર,
અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org


## અમૃતભર્યા આશીર્વાદ

ભગવાન
શ્રી સ્વામિનારાયણના
દિવ્ય ઉદ્ધવ સંપ્રદાયના
વડાધર્મગુરુ
શ્રી લક્ષ્મીનારાયણ દેવ
પીઠાધીશ્વર
**પરમ પૂજ્ય ધર્મધુરંધર
૧૦૦૮ આચાર્ય મહારાજ
શ્રી રાકેશપ્રસાદજી
મહારાજ - વડતાલ**

## કૃપામૂર્તિ

શ્રીહરિ દ્વારા પ્રવર્તમાન વણ પરંપરાને અખંડ
પ્રવાહિતરાખનારા, નિર્માની અને નિર્મળ સંતહૃદય
**પરમ પૂજ્ય સદ્ગુરુ પુરાણી સ્વામી
શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી**

## પ્રેરણામૂર્તિ

ઈષ્ટદેવ શ્રીહરિ અને સદ્ગુરુના સંકલ્પોને
વીજળીવેગે સાકારિત કરવામાં સદા ઉત્સાહી,
ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના
પરમ ચરણાનુરાગી, સેવા-સુવ્યવસ્થાના
સંગમતીર્થ સમા
**પરમ પૂજ્ય સદ્ગુરુ પુરાણી
શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી**

## મહોત્સવના અધ્યક્ષશ્રી

ભગવાન
શ્રી સ્વામિનારાયણના
અનન્ય ઉપાસક,
પૂજ્યપાદ ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજના
કૃપાપાત્ર અંતેવાસી,
સર્વધર્મ સમન્વયના
પ્રસ્તોતા, દેશ-વિદેશમાં
ભારતીય સંસ્કૃતિની જ્યોતને
પ્રજ્વલિત કરનારા,
સદ્ગુરુ વંદના મહોત્સવના
અધ્યક્ષ, ગુરુકુલ
પરિવારના
ગુરુસ્થાને બિરાજમાન
**પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી
શ્રી માધવપ્રિયદાસજી સ્વામી**

# સદ્‌ગુરૂ વંદના મહોત્સવ

શ્રીજી મહારાજ તેમજ સદ્‌ગુરુ સંતોના કૃપાપાત્ર વ્હાલા ભક્તજનો જય શ્રી સ્વામિનારાયણ...

સહર્ષ જણાવવાનું કે, શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદને આંગણે 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' નું આયોજન કરવામાં આવેલ છે.

ભગવાન શ્રી સ્વામિનારાયણના કૃપાપાત્ર સંત અ.મૂ. સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામીની દિવ્ય સંત પરંપરામાં સદ્‌વિદ્યા સદ્ધર્મ રક્ષક પરમ પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી મહાન સંત થયા. એમણે ધર્મક્ષેત્રે અનેક ક્રાંતિકારી કદમ ભર્યા. ભગવાન શ્રી સ્વામિનારાયણે પ્રબોધેલા 'સદ્‌વિદ્યા પ્રવર્તન' તથા 'સર્વજીવહિતાવહ' આદેશને અનુસરીને એમણે ભારતવર્ષની આઝાદીના ઉદયકાળે પ્રાચીન ગુરુકુલ પરંપરાની પુનઃસ્થાપના કરી શિક્ષણક્ષેત્રે ક્રાંતિ સર્જી, રાષ્ટ્રને સંસ્કારયુક્ત શિક્ષણનો અનોખો રાહ ચીંધ્યો. તેઓ આજીવન દીન, દુઃખી, દરિદ્રોના બેલી રહ્યા. કોઈ પણ જાતના સામાજિક કે સાંપ્રદાયિક ભેદભાવ વિના તેઓએ સામાજિક તેમજ ધાર્મિક ક્ષેત્રે અનેકવિધ સેવાઓની કેડીઓ કંડારી ધર્મનો સાચો મર્મ સમજાવ્યો.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે આરંભેલા આ અનોખા સેવાયજ્ઞમાં વાત્સલ્યમૂર્તિ પૂજ્ય પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામી અને અખંડ ભગવદ્ પરાયણ પૂજ્ય જોગી સ્વામી શ્રી હરિપ્રકાશદાસજી સ્વામીનો અજોડ સહકાર રહ્યો. પૂજ્ય જોગી સ્વામી ભગવત્સાક્ષાત્કારી, વચનસિદ્ધ સંત હતા. એમના ઐશ્વર્ય પ્રતાપને સેંકડો લોકોએ અનુભવ્યો છે. તેઓ ભગવાન શ્રી સ્વામિનારાયણે પ્રબોધેલા પંચવર્તમાનનું દ્રઢપણે પાલન કરનારા ત્યાગી,વૈરાગી, તપસ્વી અને ભજન પરાયણ સંત હતા. મહત્વની વાત એ છે કે સમર્થ અને સિધ્ધ સંત હોવા છતાં તેઓનું જીવન કલ્પી ન શકાય તેવું સીધું, સાદુ અને સરળ હતુ. ૧૦૭ વર્ષની વયોવૃધ્ધ ઉંમરે જીવનના છેલ્લા શ્વાસ સુધી હરિસ્મરણ કરતાં કરતાં ગત વર્ષે તેઓ અક્ષરવાસી થયા. આવા મહાન સંત પૂજ્ય શ્રી જોગી સ્વામીના ૧૦૮ વર્ષના ઉપલક્ષ્યે આ મહોત્સવનું આયોજન કરવામાં આવેલ છે.

આ 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' પૂજ્ય જોગી સ્વામીની વંદનાની સાથે સાથે ભગવાન સ્વામિનારાયણના દિવ્ય ઉદ્ધવ સંપ્રદાયના મહાન આચાર્યો, સંતો તેમજ ભારતીય સદાચારધારા, જ્ઞાનધારા અને ભક્તિધારાને પુષ્ટ કરનાર ભારતવર્ષની મહાન સંત પરંપરાને વંદના કરવાનો મહોત્સવ છે. વેદોના ઉદ્‌ગાતા અને મંત્રદ્રષ્ટા ઋષિમુનિઓ, યુગે યુગે થયેલા ભગવાનના અવતારો, સંતો, ભગવંતો, તીર્થંકરો, તથાગતો અને ગુરુઓને લીધે ભારતવર્ષની ભૂમિ ભાગ્યવંતી બનેલી છે. વિશ્વના વિવિધ ધર્મોના આ પવિત્ર સંતોનું ઋણ આપણે ક્યારેય ચૂકવી શકીએ એમ નથી.

પૂજ્ય જોગીસ્વામી તથા વિશ્વના આ તમામ સદ્‌ગુરુઓ પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવા માટે, શ્રી લક્ષ્મીનારાયણ દેવ પીઠાધિપતિ પરમ પૂજ્ય ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજના શુભાશીર્વાદ સાથે, પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના અધ્યક્ષ સ્થાને આયોજીત આ મહોત્સવમાં સદ્‌ગુરુઓના જીવન ઉપર આધારિત જીવનગાથાઓની કથા, ૧૦૮ કુંડી શ્રી મહાવિષ્ણુયાગ, ૧૦૮ દ્રવ્યોથી દિવ્ય અભિષેક, અભૂતપૂર્વ રાજોપચાર પૂજન, ૧૦૮ કીલોની ૧૦૮ વાનગીનો ભવ્ય છપ્પનભોગ(જે ગરીબોમાં વિતરણ કરવામાં આવશે), ૧૦૮ ગાયોનું પૂજન, ૧૦૮ દીકરીઓને વિદ્યાદાન, ૧૦૮ યુરીનના દર્દીઓને મેડીકલ સહાય, મોટા પાયે રક્તદાન કેમ્પ, આયુર્વેદિક કેમ્પ વગેરે કાર્યક્રમોનું આયોજન કરવામાં આવેલ છે. મહિલાઓના ઉત્કર્ષ માટે મહિલામંચ તેમજ અત્યંત આકર્ષક સાંસ્કૃતિક કાર્યક્રમો પણ યોજવામાં આવેલ છે.

આ ભવ્ય મહોત્સવમાં સનાતન ધર્મ તેમજ સ્વામિનારાયણ સંપ્રદાયના અનેક મહાન સંતો-ધર્માચાર્યો ઉપસ્થિત રહીને દર્શન-આશીર્વચનનો લાભ આપશે.

આ અનેકવિધ પવિત્ર પ્રસંગોનો લાભ લેવા આપ સપરિવાર પધારો એવું અમારું હાર્દિક નિમંત્રણ છે.

લી. સમસ્ત ગુરુકુલ પરિવારવતી પુરાણી બાલકૃષ્ણદાસના હેતપૂર્વક જય શ્રી સ્વામિનારાયણ....

# સદ્‌ગુરૂ ગાથાના વક્તાશ્રીઓ

પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી

પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

## મહોત્સવમાં પધારનારા સંતો-મહાનુભાવો

પૂજ્ય શ્રી દયાનંદ સરસ્વતીજી મહારાજ

પૂજ્ય કાર્ષ્ણિ શ્રી ગુરુશરણાનંદજી મહારાજ

પૂજ્ય વિશ્વવંદનીય સંતશ્રી મોરારીબાપુ

પૂજ્ય ભાઈશ્રી રમેશભાઈ ઓઝા

બાબા રામદેવજી મહારાજ-હરિદ્વાર

સ્વામી સત્યત્રામિનંદગીરીજી મહારાજ-હરિદ્વાર

પૂજ્ય સ્વામી શ્રી ચિદાનંદસરસ્વતીજી(મુનિજી)

પૂજ્ય શ્રી દેવપ્રસાદજી મહારાજ

## તા. ૨૫-૧૨-૨૦૧૨, માગશર સુદ-૧૨, મંગળવાર

**હૃદય કુટીર પૂજન તથા ઉદ્‌ઘાટન**

સવારે ૯:૦૦ કલાકે

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીના ઔર્ધ્વ દૈહિક સંસ્કાર સ્થળે નવનિર્મિત ભવ્ય હૃદય કુટિરનું ઉદ્‌ઘાટન.

**શોભાયાત્રા**

સાંજે ૩:૦૦ કલાકે

શ્રીજીમહારાજની વડોદરાની ભવ્ય શોભાયાત્રાની ઝાંખી કરાવે તેવી ભવ્યાતિભવ્ય શોભાયાત્રા

**ગોસેવા, ગોસંરક્ષણ આધારિત પ્રદર્શનનું ઉદ્‌ઘાટન**

સવારે ૧૧:૦૦ કલાકે

**૧૦૮ કલાક અખંડ ધૂન તથા મંત્રલેખન પ્રારંભ**

સાંજે ૩:૦૦ કલાકે

**મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહ** સાંજે ૫:૦૦ કલાકે

સદ્‌ગુરુ સંતો, મહાનુભાવો અને હજારો ભક્તજનોની ઉપસ્થિતિમાં ગીત, સંગીત, નૃત્યની સાથે સદ્‌ગુરુ વંદના મહોત્સવનું ભવ્યાતિભવ્ય ઉદ્‌ઘાટન.

**૧૦૮ વચનામૃત સંહિતાપાઠ પ્રારંભ**

સાંજે ૭:૦૦ કલાકે

**'સદ્‌ગુરુ ગાથા' કથા પ્રારંભ**

સાંજે ૭:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

## તા. ૨૬-૧૨-૨૦૧૨, માગશર સુદ-૧૩, બુધવાર

**વિડીયો ઓડીટોરીયમ ઉદ્‌ઘાટન**

સવારે ૦૮:૩૦ કલાકે

ઓડિયો વિઝ્યુઅલના માધ્યમથી અખંડ ભગવદ્ પરાયણ પરમ પૂજ્ય શ્રી જોગી સ્વામીનું 'જીવન દર્શન' તથા પ્રાચીન ગુરુકુલ પરંપરાથી વર્તમાન ગુરુકુલ પરંપરાનું થ્રીડી વિડીયો દર્શન

**કથા 'સદ્‌ગુરુ ગાથા'**

સવારે ૦૯:૦૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી

**કથા 'સદ્‌ગુરુ ગાથા'**

સાંજે ૦૩:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**૧૦૮ સંગીતકારો દ્વારા ભક્તિ સંગીત** રાત્રે ૦૯:૦૦ કલાકે

પ્રસ્તુતિ : પ્રેમાનંદ મ્યુઝીક એકેડેમી

**સદ્‌ગુરુ મહિમા ગાન**

પ્રસ્તુતિ : સુપ્રસિદ્ધ લોકસાહિત્યકાર શ્રી સાંઈરામ દવે

## તા. ૨૭-૧૨-૨૦૧૨, માગશર સુદ-૧૪, ગુરુવાર

**૧૦૮ કુંડી શ્રીમહાવિષ્ણુયાગ પ્રારંભ**

સવારે ૦૮:૦૦ કલાકે

**વૈદિક વિધિ સભર ૧૦૮ ગૌપૂજન**

સવારે ૦૯:૦૦ કલાકે

**મહિલા સત્સંગ સભા**

સવારે ૦૯:૦૦ કલાકે

**કથા 'સદ્‌ગુરુ ગાથા'**

સાંજે ૦૩:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**નૂતન સાહિત્ય પ્રકાશન**

સાંજે ૦૬:૦૦ કલાકે

**સાંસ્કૃતિક કાર્યક્રમ**

રાત્રે ૦૯:૩૦ કલાકે

વિદ્યાર્થી વૃંદ દ્વારા સંસ્કાર, સંસ્કૃતિ તથા દેશભક્તિ સભર રાસ, નૃત્ય તથા રૂપક દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ.

## તા. ૨૮-૧૨-૨૦૧૨, માગશર સુદ-૧૫, શુક્રવાર

**ભગવાન શ્રીરામ, શ્યામ, ઘનશ્યામનો દિવ્ય મહાભિષેક**

સવારે ૦૬:૩૦ કલાકે

૧૦૮ પ્રકારના વિવિધ ઔષધિ દ્રવ્યો, અનેક પ્રકારના ફળોના રસ, પંચામૃત દ્રવ્યો, કેસર-ચંદન, તીર્થજળ, પુષ્પ પાંખડીઓ વગેરે સામગ્રી તથા ચારેય વેદોના ગાન સાથે ભગવદ્ સ્વરૂપોનો મહાભિષેક

**કથા 'સદ્‌ગુરુ ગાથા'**

સવારે ૦૯:૦૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી

**કથા 'સદ્‌ગુરુ ગાથા'**

સાંજે ૦૩:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**મહિલા સાંસ્કૃતિક કાર્યક્રમ**

રાત્રે ૦૯:૩૦ કલાકે

## તા. ૨૯-૧૨-૨૦૧૨, માગશર વદ-૧, શનિવાર

### ભવ્ય છપ્પનભોગ દર્શન

સવારે ૦૮:૦૦ કલાકે

ભગવાન શ્રી રામ, શ્યામ, ઘનશ્યામ મહારાજ સમક્ષ વૈષ્ણવી પદ્ધતિ અનુસાર ૧૦૮ શ્રીલોની ૧૦૮ વાનગીઓના ભવ્ય છપ્પનભોગના દર્શન.

### કથા 'સદ્‌ગુરુ ગાથા'

સવારે ૦૯:૦૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી

### ૧૦૮ કુંડી શ્રી મહાવિષ્ણુયાગ પૂર્ણાહુતિ

બપોરે ૧૨:૩૦ કલાકે

### કથા 'સદ્‌ગુરુ ગાથા'

સાંજે ૦૩:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

### ભવ્યાતિભવ્ય રાજોપચાર પૂજન

રાત્રે ૦૯:૦૦ કલાકે

વૈદિક ઋચાઓના ઉદ્‌ઘોષ, પૌરાણિક મંત્રોના ગાન, સુવિખ્યાત સંગીતકારો દ્વારા ગીત-સંગીત, શાસ્ત્રીય નૃત્યો સાથે ભક્તજનો દ્વારા વસ્ત્રાલંકાર, ભેટ સોગાદ પુરુષોત્તમનારાયણના ચરણોમાં અર્પણ કરી રાજોપચાર પૂજન કરવામાં આવશે તથા હજારો દીપની વિશિષ્ટ મહાનિરાજન થશે.

## તા. ૩૦-૧૨-૨૦૧૨, માગશર વદ-૨, રવિવાર

### સમૂહ ધૂન તથા સમૂહ મંત્રલેખન

સવારે ૦૮:૦૦ કલાકે

સર્વે સંતો-ભક્તોની ઉપસ્થિતિમાં સમૂહ ધૂન તથા સમૂહ મંત્રલેખનનો અલૌકિક કાર્યક્રમ

### રક્તદાન કેમ્પ ઉદ્‌ઘાટન

સવારે ૦૯:૦૦ કલાકે

### કથા 'સદ્‌ગુરુ ગાથા'

સવારે ૦૯:૦૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામી

### ૧૦૮ કલાક અખંડ ધૂન પૂર્ણાહુતિ તથા મંત્રપૂજન

સવારે ૧૧:૩૦ કલાકે

### કથા 'સદ્‌ગુરુ ગાથા'

સાંજે ૦૩:૩૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

### 'સદ્‌ગુરુ વંદના' પર્વ — સાંજે ૦૫:૪૫ કલાકે

ગુરુકુલના માધ્યમ દ્વારા હજારો જીવોનું આધ્યાત્મિક પોષણ કરનારા સદ્‌ગુરુ સંતોના ચરણોમાં કૃતજ્ઞતા અર્પણ કરતો 'સદ્‌ગુરુ વંદના' કાર્યક્રમ. આ કાર્યક્રમમાં સનાતન ધર્મ તથા અન્ય વિવિધ ધર્મોના અગ્રણીઓ ઉપસ્થિતિ રહેશે.

### ગુરુકુલ પરિવાર મંચ — રાત્રે ૦૯:૩૦ કલાકે

ગુરુકુલ પરિવારનું પ્રેરણાદાયી ભાવસભર સ્નેહ મિલન

## તા. ૩૧-૧૨-૨૦૧૨, માગશર વદ-૩, સોમવાર

### કથા 'સદ્‌ગુરુ ગાથા'

સવારે ૦૯:૦૦ કલાકે

વક્તા : પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

### અભિવાદન સમારોહ

સવારે ૧૧:૩૦ કલાકે

સમૂહ સંતપૂજન તથા બ્રહ્મપૂજન

યજમાન અભિવાદન તથા સ્વયં સેવક આશીર્વાદ સમારોહ

### મહોત્સવ પૂર્ણાહુતિ

બપોરે ૧૨:૩૦ કલાકે

**આ મહોત્સવમાં માનનીય શ્રી ન્યાયમૂર્તિઓ, રાજકીય મહાનુભાવો, ઉદ્યોગપતિઓ તથા સામાજીક શ્રેષ્ઠીઓ પધારશે.**

## સમગ્ર મહોત્સવનું લાઇવ પ્રસારણ

www.swaminarayangurukul.org

વડતાલ, જૂનાગઢ, ધોલેરા, ગઢડા, ભૂજ, મૂળી વગેરે ધામધામથી સંતો પધારી મહોત્સવની શોભામાં અભિવૃદ્ધિ કરશે.

## મહોત્સવમાં પધારનારા સંતો મહાનુભાવો

પૂ. આચાર્ય શ્રી દ્વારકેશલાલજી મહારાજ-ચંપારણ્ય
પૂ. ગોસ્વામી શ્રી દ્વારકેશલાલજી બાવા-શાસ્ત્રી વિદ્યાપીઠ, વડોદરા
પૂ. શ્રી પરમાત્માનંદજી મહારાજ- રાજકોટ
પૂ. શ્રી શંભુનાથજી મહારાજ- ઝાંઝરકાપીઠ
પૂ. શ્રી શેરનાથ બાપુ - જૂનાગઢ
પૂ. શ્રી રામેશ્વરદાસજી મહારાજ-કબીરાશ્રમ, જામનગર
પૂ. મહંત શ્રી દુર્ગાદાસજી મહારાજ - સાયલા
પૂ. શ્રી મનજીબાપા-બગદાણા
પૂ. શ્રી મહાદેવબાપુ - હાથીજણ
પૂ. શ્રી ભોળાદાસ બાપુ - તુલસીશ્યામ
પૂ. આ. દે. શ્રી જિનચન્દ્રસાગરસૂરિ મહારાજ
પૂ. આ. દે. શ્રી હેમચન્દ્રસાગરસૂરી મહારાજ
પૂ. શ્રી મોહનદાસજી મહારાજ - સાંઈધામ

પૂ. મહામંડલેશ્વર શ્રી અવધેશાનંદજી મહારાજ-જૂના ઉદાસીન અખાડા,હરિદ્વાર
પૂ. આચાર્ય શ્રી કૃષ્ણમણિજી મહારાજ- પ્રણામી સંપ્રદાય, જામનગર
પૂ. મહામંડલેશ્વર શ્રી લલિતકિશોરદાસજી મહારાજ-લીંબડી
પૂ. શ્રી અવિચલદાસજી મહારાજ - સારસા
પૂ. શ્રી શીવરામ સાહેબ - મોરબી
પૂ. ભૂપેન્દ્રભાઈ પંડ્યા- ભાગવતાચાર્ય, મુંબઈ
પૂ. અધ્યાત્માનંદજી મહારાજ- અમદાવાદ
પૂ. શ્રી યશોમતિનંદનજી મહારાજ- ઈસ્કોન મંદિર, અમદાવાદ
પૂ. શ્રી ભાગવત ઋષિજી- ભાગવત વિદ્યાપીઠ, સોલા
પૂ. મહામંડલેશ્વર શ્રી કનિરામ મહારાજ - દુધરેજ
પૂ. શ્રી રામદાદજી મહારાજ-સંતરામ મંદિર, નડિયાદ
પૂ. મહંત શ્રી દિનબંધુ લાલજી મહારાજ - વનથળ
પૂ. શ્રી રામકુમાર સ્વામી(ખાખી બાપુ) - સૈજપુર બોઘા

પૂ. મહામંડલેશ્વર શ્રી ભારતીબાપુ - જૂનાગઢ
પૂ. મહામંડલેશ્વર શ્રી મુક્તાનાતજી બાપુ - ચાપરડા
પૂ. મહામંડલેશ્વર શ્રી વિશ્વેશ્વરાનંદજી મહારાજ- કૈલાસ આશ્રમ, મુંબઈ
પૂ. મહામંડલેશ્વર શ્રી સંવિદાનંદજી મહારાજ- નાસિક
પૂ. શ્રી વલકુબાપુ - ચલાળા
પૂ. શ્રી દિલીપદાસજી મહારાજ- જગન્નાથ મંદિર
પૂ. શ્રી વિજયદાસજી મહારાજ - સતાધાર
પૂ. શ્રી કરશનદાસ બાપુ-પરબ
પૂ. શ્રી રામકુમાર સ્વામી - વિરમગામ
પૂ. શ્રી રાજેન્દ્રબાપુ - તોરણીયા
અહમદ શફી મદની સાહેબ (નેશનલ સેક્રેટરી,જમાતે ઇસ્લામી હિન્દ) ન્યુ દિલ્હી
શ્રી સુરજીતસિંહ બગ્ગા - ચેરમેનશ્રી, ગોવિંદધામ
શ્રી જશબીરસિંહ માખીજા - પ્રેસિડેન્ટશ્રી, ગોવિંદધામ

:: ઉતારા માટે સંપર્ક ::

શ્રી રમેશભાઈ આસોદરીયા - મો. ૯૮૨૫૦૩૩૫૧૭
શ્રી અશ્વીનભાઈ શિરોયા - મો. ૯૮૨૫૫૦૬૭૩૨
શ્રી ભૂપતભાઈ ખૂંટ - મો. ૯૪૨૬૦૫૯૧૫૮

વડતાલ, ગઢડા, જૂનાગઢ, ધોલેરા આદિ અનેક તીર્થ સ્થાનોથી મહોત્સવમાં પધારનારા સાંખ્યયોગી બહેનોનું સ્વાગત, ઉતારા આદિ સેવા સાંખ્યયોગી શ્રી લીલાબા (અમરેલી)નું મંડળ સંભાળશે.

**વિશેષ માહિતી માટે સંપર્ક :** સાં. રેખાબેન, મો. ૯૮૭૯૨૦૮૫૨૪, પાર્ષદ માયાબેન, મો. ૯૮૭૯૨૦૮૫૨૩

# હિંદુ ધર્મ આચાર્ય સભા

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ્ શ્રીજોગી સ્વામીના ૧૦૮ વર્ષના અનુસંધાને 'સદ્ગુરુ વંદના મહોત્સવ વર્ષ' ચાલી રહ્યું છે ત્યારે ગુરુકુલના અધ્યક્ષ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના અંતરમાં શુભ મનોરથ હતો કે, આ વર્ષના ઉપલક્ષ્યે ભારતભરમાંથી મહાન ધર્માચાર્યો ગુરુકુલને આંગણે એકત્રિત થાય. ભગવાન શ્રી સ્વામિનારાયણ અને મહાન સદ્ગુરુઓની કૃપાથી એ મનોરથ 'ન ભૂતો ન ભવિષ્યતિ' એ રીતે પૂર્ણ થયો. નવેમ્બર તારીખ ૬ થી ૮ સુધી ત્રણ દિવસ માટે સમગ્ર ભારતવર્ષના ૨૦૦ વર્ષથી જૂના હિંદુ ધર્મના મુખ્ય ધર્મગુરુઓની હિન્દુ ધર્મ આચાર્ય સભાનું પાંચમું અધિવેશન શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે યોજાઇ.

જેમાં ભારતના ચારેય ખૂણેથી કાંચી કામકોટિ પીઠાધીશ્વર જગદ્ગુરુ શંકરાચાર્યર શ્રીજયેન્દ્ર સરસ્વતીજી મહારાજ, દ્વારકા શંકરાચાર્ય પીઠના પ્રતિનિધિશ્રી, કર્ણાટક ઉડુપી પેજાવર પીઠના જગદ્ગુરુ વયોવૃદ્ધ વિશ્વેશ્વરતીર્થજી મહારાજ, હિંદુ ધર્મ આચાર્ય સભાના સંયોજક કોયમ્બતુરના પૂજ્યપાદ્ દયાનંદ સરસ્વતીજી મહારાજ, સંન્યાસ આશ્રમના અધ્યક્ષશ્રી મહામંડલેશ્વર વિશ્વેશ્વરાનંદજી મહારાજ, ઉદાસીન અખાડા જૂના પીઠના અધ્યક્ષ અને મહામંડલેશ્વર પૂજ્યપાદ્ અવધેશાનંદજી મહારાજ, વિશ્વ પ્રસિદ્ધ યોગગુરુ બાબા રામદેવજી મહારાજ વગેરે આશરે ૭૫ જેટલા ધર્માચાર્યો ઉપસ્થિત રહ્યા.

હિંદુ ધર્મ આચાર્ય મહાસભાના મહામંત્રી શ્રીપરમાત્માનંદજી તથા હિંદુ ધર્મ આચાર્ય મહાસભાના સક્રિય સભ્ય પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા ગુજરાતના પૂજ્યપાદ્ શ્રીદેવપ્રસાદજી મહારાજ (આણંદાબાવા આશ્રમ-જામનગર), પૂજ્યપાદ્ શ્રીકૃષ્ણમણિજી મહારાજ (શ્રીકૃષ્ણ પ્રણામી સંપ્રદાય), પૂજ્યપાદ્ ગોસ્વામી શ્રીદ્વારકેશલાલજી બાવા (ચંપારણ્ય પીઠાધીશ્વર) અમરેલી, ઝાંઝરકા પીઠના અધ્યક્ષ શ્રીશંભુનાથજી મહારાજ વગેરેના શુભ પ્રયાસોથી આ મહા અધિવેશન સફળતાપૂર્વક સંપન્ન થયું.

એસજીવીપીને આંગણે યોજાયેલ આ હિન્દુ ધર્મ આચાર્ય સભામાં પધારેલ ધર્માચાર્યોનું પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી વગેરે સંતોએ પુષ્પહારથી ભવ્ય સ્વાગત કર્યું હતું. સભાના પ્રારંભે શરણાઈઓના સૂરો તેમજ ગુરુકુલના વિદ્યાર્થીઓ દ્વારા રાસની રમઝટ, અશ્વશાળાના અશ્વોના નૃત્ય સાથે ભવ્ય શોભાયાત્રા કાઢવામાં આવી હતી.

આ ઐતિહાસિક પ્રસંગનું ઉદ્ઘાટન મંગલ દીપ પ્રાગટ્યથી થયું હતું. દર્શનમ્ સંસ્કૃત પ્રતિષ્ઠાનમ્ના ઋષિકુમારો દ્વારા સંમેલનના આરંભે મંગલ વેદગાન કરવામાં આવ્યું હતું, જેને લીધે વાતાવરણ અત્યંત ભવ્ય અને દિવ્ય બન્યું હતું.

આ મહાસંમેલનમાં હિંદુ ધર્મ તથા ભારતીય સંસ્કૃતિ સંબંધિત અનેક અત્યંત મહત્ત્વના મુદ્દાઓ વિશે વિશદ ચર્ચા કરવામાં આવી હતી અને એ અંગે મહત્ત્વના ઠરાવો કરવામાં આવ્યા હતા.

પહેલો ઠરાવ કોમન સિવિલ કોડ અંગેનો હતો. ભારતની સરકારો દ્વારા ધર્મના નામે ભારે ભેદભાવ ચાલી રહ્યા છે. વિશ્વના

કોઈ દેશમાં ધર્મ આધારીત લઘુમતિ-બહુમતિના ભેદભાવ નથી તેમજ ધર્માન્તરિત થયેલા લોકો માટે અનામત કે અન્ય આર્થિક સહાયની યોજના નથી. આવી અન્યાયી વ્યવસ્થા અને એ પણ મોટા પાયા ઉપર માત્ર ભારતમાં જ છે, જેને પરિણામે હિંદુ ધર્મનું ભારે શોષણ થઈ રહ્યું છે અને નુકશાન થઈ રહ્યું છે. ધર્મ આચાર્ય સભાએ એક અવાજે અનુરોધ કર્યો હતો કે, આવા પક્ષપાતપૂર્ણ અને અન્યાયી ભેદભાવં દૂર થવા જોઈએ. સર્વ ધર્મ પ્રત્યે એક સરખો વ્યવહાર થવો જોઈએ અને સર્વ માટે સમાન ધારો ઘડવો જોઈએ. હાવર્ડ યુનિવર્સિટીના સુપ્રસિદ્ધ પ્રોફેસર સુબ્રહ્મણ્યમ સ્વામીએ કોમન સિવિલ કોડ અંગે ભારતના મૂળ બંધારણની જોગવાઈઓ કેવી છે અને આજની સરકારો દ્વારા એ બંધારણીય જોગવાઈઓનો કઈ રીતે દૂર ઉપયોગ થઈ રહ્યો છે, તે અંગે જાણકારી આપી હતી.

આ મહાસંમેલનનો બીજો મહત્ત્વનો મુદો ગંગાજી તેમજ જમુનાજી જેવી પવિત્ર નદીઓમાં જે ભયંકર પ્રદૂષણ વધી રહ્યુ છે, તેને દૂર કરવાનો તેમજ ગંગા નદી ઉપર વિકાસને નામે અનેક ચેકડેમોની હારમાળા બાંધીને ગંગાજીની અખંડ અને અવિરત વહેતી જળધારાને સૂકવી નાખવાનો જે પ્રયાસ થઈ રહ્યો છે, એ અંગેનો હતો.

હિમાલયના શિખરેથી તળેટી સુધી વહેતી ગંગાજી ઉપર ચેકડેમોની હારમાળા સર્જવાથી પર્યાવરણ, દુર્લભ વનસ્પતિઓ, ગંગાજીને કિનારે રહેલા ધર્મસ્થાનો અને હિંદુ ધર્મની પવિત્ર વિધિઓ ભારે ખતરામાં મૂકાયેલ છે. દસ હજાર ફૂટ ઊંચેથી ગંગાજીનો પ્રવાહ જ્યારે નીચે આવે છે ત્યારે કુદરતી રીતે અને કલ્પી ન શકાય તે રીતે ગંગાજીના જળમાં વિશિષ્ટ ગુણધર્મો પ્રગટે છે જે ગંગાજીને વિશ્વની શ્રેષ્ઠ નદીનું સ્થાન અપાવે છે. ચેકડેમોની હારમાળા સર્જાવાથી ગંગાજીના એ તમામ ગુણધર્મો નાશ પામવાનો ખતરો પેદા થયો છે.

વિકાસ માટે ઊર્જાની જરૂરત હોય તો એના અનેક વિકલ્પો છે. અમેરિકા જેવા દેશોએ આધુનિક ટેકનોલોજીથી એવા વિકલ્પો દ્વારા આ કાર્ય કરી બતાવ્યું છે. ભારતની સરકારોએ એ વિકલ્પોનો ઉપયોગ કરવો જોઈએ પરંતુ સમસ્ત હિંદુ ધર્મની લાગણીઓને ઠેસ પહોંચે એવું કશું જ ન કરવું જોઈએ. એવી ગુજરાત તેમજ ભારતભરના તમામ હિંદુ ધર્મના ધર્માચાર્યોની માગણી રહી. ભરત ઝુનઝુનવાલા(રીટાયર્ડ પ્રોફેસર ઓફ ઈકોનોમી-**IIM**) એ વૈજ્ઞાનિક અભ્યાસના તારણ સાથે વીડીયો પ્રેઝન્ટેશન કરીને ગંગાજી વિશેની બધી વાત ખૂબ સારી રીતે સમજાવી હતી.

સંમેલનમાં ઉપસ્થિત રહેલ વૈષ્ણવધર્મના મહાન આચાર્યો પૂજ્યપાદ્ ગોસ્વામી શ્રીવાગીશજી બાવા, પૂજ્યપાદ્ ગોસ્વામી શ્રીદ્વારકેશલાલજી બાવા (ચંપારણ્યપીઠ), પૂજ્યપાદ્ ગોસ્વામી શ્રીદ્વારકેશલાલજી બાવા (વડોદરા), વગેરે અનેક મહાન વૈષ્ણવાચાર્યોએ વિશાળ વૈષ્ણવ સમુદાયને તેમજ ભારતની ધર્મપ્રિય જનતાને જાગૃત કરવા માટે મહા અભિયાન શરૂ કરેલું છે. ભારતવર્ષની આ હિંદુ ધર્મ આચાર્ય સભાએ આ અભિયાનને પોતાનો સંપૂર્ણ ટેકો જાહેર કર્યો હતો.

ત્રીજો મહત્ત્વનો મુદો હતો, સરકારો દ્વારા મંદિરોના અધિગ્રહણનો હતો. ભારતની વિવિધ રાજ્ય સરકારો મનફાવે તે રીતે બિન અધિકૃત રીતે હિંદુ ધર્મના મંદિરો અને મઠોનો કબજો કરી રહેલ છે જે આઝાદ ભારતના મૂળ બંધારણથી વિરુદ્ધ છે. આ મઠ મંદિરોમાં હિંદુ સમાજ તરફથી અબજો રૂપિયાના જે દાન આવે છે તે હિંદુ સમાજે આપેલુ દાન છે. આજની સરકારો આ દાનનો ઉપયોગ દાતાઓની ધર્મભાવનાઓને ઠેસ પહોંચાડે એ રીતે અન્ય ધર્મને સહાય કરવા માટે ભારે ચતુરાઈપૂર્વક વાપરી રહી છે. આ

હિંદુ મંદિરોમાં હિંદુ ધર્મમાં શ્રદ્ધા ન હોય એવા અને ઘણી જગ્યાએ તો હિંદુ ધર્મથી વિરુદ્ધ હોય તેવા અધિકારીઓની ખાસ નિમણૂક કરવામાં આવે છે, જેનાથી હિંદુ ધર્મને ખૂબ મોટી હાનિ પહોંચે છે અને દાનદ્રવ્યોનો ભયંકર દૂરુપયોગ થાય છે.

આ હિંદુ ધર્મ આચાર્ય સભાના મહાઅધિવેશનમાં એક અવાજે માગણી કરવામાં આવી કે, હિંદુ મંદિરોમાં પ્રાપ્ત થતી હિંદુઓની દાન-સંપત્તિ હિંદુઓના હિત માટે જ વપરાવી જોઈએ. ભારતની સરકારો બીજા કોઈ ધર્મસ્થાન ઉપર આવી રીતનું આક્રમણ કરવાની હિંમત ધરાવતી નથી. માત્ર હિંદુ ધર્મ સંસ્થાનોને જ ટારગેટ કરવામાં આવે છે. આઝાદ હિંદની સરકારો આવા ભેદભાવોથી મુક્ત હોવી જોઈએ અને એ માટે હિંદુઓએ પણ પોતાની નબળાઈઓનો ત્યાગ કરી એક અવાજે આ વાત ઉઠાવવી જોઈએ. આ અંગે દક્ષીણ ભારતથી પધારેલા ટી. રમેશ તથા સુંદર સ્વામીએ પ્રેઝન્ટેશન દ્વારા વિસ્તૃત માહિતિ આપી હતી.

પશ્ચિમની દુનિયાને એમની જ ભાષામાં ભારતીય સંસ્કૃતિના મહત્ત્વને સમજાવનાર શ્રીરાજીવ મલહોત્રાજીએ ‘બીઈંગ એ ડીફરન્ટ’ વગેરે ત્રણ દળદાર અને સુંદર ગ્રંથો લખ્યા છે. તેઓશ્રી આ પ્રસંગે ખાસ ઉપસ્થિત રહ્યા હતા અને પશ્ચિમ જગતમાં હિંદુ ધર્મ વિશે જે ગેરસમજો પ્રવર્તે છે અથવા અધૂરા ખ્યાલો છે, તેમને તેમના મગજમાં ઉતરે તે રીતે કેમ દૂર કરી શકાય ? એની ખૂબ સારી સમજ આપી હતી. આ પ્રસંગે વિશ્વ હિંદુ પરિષદના ભીષ્મ પિતામહ અશોકજી સિંઘલ, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘના સરસહ સંચાલક શ્રીમોહનજી ભાગવત માનવંતા અતિથિ તરીકે ઉપસ્થિત રહ્યા હતા અને અનેક મુદ્દાઓ ઉપર ખૂબ સારો પ્રકાશ પાડ્યો હતો. આ પ્રસંગે ગુજરાતના મુખ્યમંત્રી શ્રીનરેન્દ્રભાઈ મોદી વિશાળ સંખ્યામાં એકત્રિત થયેલા આ ધર્માચાર્યોના આશીર્વાદ લેવા માટે ખાસ પધાર્યા હતા.

આ સભામાં ભારતવર્ષની અનેક પીઠોના શંકરાચાર્યો, રામાનુજ સંપ્રદાય, શ્રી સ્વામિનારાયણ સંપ્રદાય, શ્રી વૈષ્ણવ સંપ્રદાય, શ્રી કૃષ્ણ પ્રણામી સંપ્રદાય, શ્રી નાથ સંપ્રદાય, શ્રી નિમ્બાર્ક સંપ્રદાય, શ્રી મધ્વાચાર્ય સંપ્રદાય, શ્રી ચૈતન્ય સંપ્રદાય, શ્રી ગૌડીય પરંપરા, શ્રી વારકરી સંપ્રદાય, શ્રી શૈવ સંપ્રદાય, શ્રી લિંગાયત સંપ્રદાય, આસામના સત્રાધિકારી, આદિનમ્ (શૈવ સંપ્રદાય), જીયર સ્વામીઓ (રામાનુજ સંપ્રદાય) વગેરે ભારતના વિવિધ સંપ્રદાયના ધર્મધુરંધરો ઉપસ્થિત રહ્યા હતા. ખરેખર આ હિંદુ ધર્માચાર્ય સભા હિન્દુ ધર્મ આચાર્યોની પ્રચંડ એકતાનું દર્શન કરાવતી હતી.

ભારતના ચારેય ખૂણેથી દૂર દૂરના રાજ્યોના ધર્માચાર્યોએ ખાસ સમય કાઢીને આ મહાઅધિવેશનમાં ભાગ લીધો હતો અને દરેક મુદ્દા ઉપર સચોટ રીતે માર્ગદર્શન પૂરું પાડ્યું હતું.

કર્ણાટક સ્વર્ણવલ્લી પીઠના શંકરાચાર્ય પૂજ્યપાદ્ શ્રીગંગાધરાનંદજી મહારાજ તમામ હિંદુઓ માટે એક જ પંચાંગ બને અને પૂરા દેશમાં હિંદુ તહેવારો-ઉત્સવો એક જ દિવસે ઉજવાય એ માટે નિષ્ણાંત ગણિતજ્ઞોની ટીમ રોકી ભગીરથ પ્રયાસ કરી રહ્યા છે. સમસ્ત હિંદુઓ માટે એક જ પંચાંગની વાતને સહુએ એક અવાજે વધાવી લીધી હતી.

આ પ્રસંગે સર્વ ધર્માચાર્યોનું હાર્દિક સ્વાગત કરતા પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે, “ગુજરાતના સુપ્રસિદ્ધ ધર્માચાર્યોના પૂર્ણ સહકાર સાથે આ મહા અધિવેશન યોજવામાં આવેલું છે. થોડા સમયમાં પ્રયાગ ખાતે મહાકુંભ યોજાઈ રહ્યો છે ત્યારે આટલા આટલા ધર્માચાર્યોની ઉપસ્થિતિથી એસજીવીપીનું આ પવિત્ર પ્રાંગણ મહાકુંભનું દર્શન કરાવી રહ્યું છે. આપ સર્વ મહાન ધર્મપુરુષોના પધારવાથી ગુજરાતની ધરતી અને આ પવિત્ર પ્રાંગણ વિશેષ પાવન થયેલ છે.” “જો

આપણા ધર્મસ્થાનો શિક્ષણ, આરોગ્ય, ગોસેવા, સામાજિક સમરસતા, ઉત્સવો વગેરેમાં તત્પર રહેશે તો હિંદુ ધર્મને ક્યારેયઆંચ નહિ આવે.''

આનંદ અને આશ્ચર્યની વાત એ છે કે, આ મહાઅધિવેશનમાં ઉપસ્થિત રહેલા ધર્માચાર્યો કલ્પી ન શકાય એવા મોટા પાયા ઉપર અનેકવિધ સેવાકાર્યો કરી રહ્યા છે. આ ધર્માચાર્યો સેંકડો સ્કૂલો, કોલેજો, હોસ્પિટલો, ગૌશાળાઓ વગેરેના માધ્યમથી લાખો ગરીબ વિદ્યાર્થીઓને ફ્રી શિક્ષણ આપી રહ્યા છે, લાખો ગરીબોને અન્નવસ્ત્રો પૂરા પાડી રહ્યા છે, લાખોની સંખ્યામાં ગાયોની સેવા થઇ રહી છે. દૂર સુદૂર વસતા વનવાસી બંધુઓના કલ્યાણ માટે વિવિધ યોજનાઓ ચલાવી રહ્યા છે. વિશ્વના કોઈપણ ધાર્મિક સંગઠન દ્વારા થઇ રહેલી સેવાઓ કરતાં આ ભારતીય ધર્માચાર્યો દ્વારા થઇ રહેલ સેવાનું પલડું ભારી છે. દુર્ભાગ્યે લોકો સુધી એની જાણકારી પહોંચી નથી.

આ પ્રસંગે શ્રી લક્ષ્મીનારાયણ ગાદી સંસ્થાન વડતાલના પીઠાધિપતિ ૧૦૦૮ આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે આચાર્ય સભાની સર્વવીધ સફળતા માટે આશીર્વાદ પત્ર મોકલ્યો હતો જેનું વાંચન કરવામાં આવ્યું હતું.

આ મહા સંમેલનના સમાપન વખતે પૂજ્યપાદ્ દયાનંદ સરસ્વતીજી મહારાજે કહ્યું હતુ કે, ''આ એસજીવીપીના દિવ્ય, પવિત્ર અને શાંતિદાયક વાતાવરણ તથા આગતા-સ્વાગતા, ભોજન-સત્કાર વગેરે વિવિધ વિભાગોમાં સુંદર આયોજનથી બધા ધર્માચાર્યો એક અવાજે પ્રસન્નતા દર્શાવી અહોભાવ વ્યકત કરી રહ્યા છે. બધાને એવો અનુભવ થઇ રહ્યો છે કે, અહીંયા માણસોના રુપમાં દેવદૂતો વિચરી રહ્યા છે.'' સ્વામીજીના આ વિધાનને તમામ ધર્માચાર્યોએ તાલીઓથી વધાવી લીધું હતું.

હિંદુ ધર્મ આચાર્ય સભાના મહામંત્રી સ્વામી શ્રી પરમાત્માનંદજી મહારાજે આ આચાર્ય સભાના સમગ્ર કાર્યક્રમનું સફળતા પૂર્વક સંચાલન કર્યુ હતું. તથા તેમની ટીમ શ્રી નિત્યશુદ્ધાનંદજી મહારાજ, શ્રી અરવિંદ જોશી, શ્રી કિર્તિ ભટ્ટ, ડાયાભાઇ, ગોપાલભાઇ વગેરેએ ઉત્સાહથી સેવા બજાવી હતી.

સમસ્ત ધર્માચાર્યો તરફથી પૂજ્ય દયાનંદ સરસ્વતીજી મહારાજે પૂજ્ય માધવપ્રિયદાસજી સ્વામી તથા પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામીનું શાલ ઓઢાડી, બહુમાન કરી આશીર્વાદ પાઠવ્યા હતા. ઉપરાંત કાર્યકર્તા સંતોને પણ આશીર્વાદ આપી બહુમાન કર્યુ હતું. સન્માનના પ્રત્યુત્તરમાં પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતુ કે, ''અમે આપ સર્વના તરફથી સન્માન નહિ, આશીર્વાદની અપેક્ષા સેવીએ છીએ. આ સન્માન અમે ગુજરાતના મહાન ધર્માચાર્યો અને ગુરુકુલના નાનામાં નાના સ્વયંસેવકોને અર્પણ કરીએ છીએ.'' આ પ્રસંગે પૂજ્ય દયાનંદ સરસ્વતીજી મહારાજના વિદ્વાન સંન્યાસીઓ અને સાધ્વીશ્રીઓ ઉપસ્થિત રહ્યા હતા.

આ ધર્મસંમેલનને સફળ બનાવવામાં ગુરુકુલના યુવાન સંતોએ, યુવાન કાર્યકર્તાઓએ, ઋષિકુમારોએ અને દર્શનમ્ સંસ્કૃત પ્રતિષ્ઠાનમ્ના આચાર્યશ્રી તેમજ પ્રાધ્યાપકોએ શ્રદ્ધા અને ઉત્સાહ સાથે રાત્રિદિવસ સેવા બજાવી હતી. અમદાવાદના ભાવિક ભક્તજનોએ આટલી મોટી સંખ્યામાં એકઠા થયેલા ધર્માચાર્યો માટે ઉતારા અને ગાડીઓની વ્યવસ્થા ઉત્સાહપૂર્વક ઉપાડી લીધી હતી. અમરેલીથી યુવાન કાર્યકર્તા રાજુભાઇ ધાનાણી પોતાના મિત્ર કાર્યકર્તાઓની ટીમ અને ગાડીઓનો મોટો કાફલો લઈને સેવા કરવા માટે અમદાવાદ આવ્યા હતા.

# હિંદુ ધર્મઆચાર્ય સભામાં પધારેલા પીઠાધિપતિઓ

પૂ.સ્વામી દયાનંદ સરસ્વતીજી મહારાજ,
સંયોજક-હિન્દુ ધર્મ આચાર્ય સભા

પેજવર પીઠીધીશ્વર પૂ. શ્રી વિશ્વેશ્વરતીર્થજ
મહારાજ, ઉડુપી

શ્રીમદ્ જગદ્ગુરુ શંકરાચાર્ય શ્રી જયેન્દ્રસરસ્વતીજી
મહારાજ, શ્રી કાંચી કામકોટીપીઠ, તામિલનાડુ

પ.પૂ. આચાર્ય શ્રી મહામંડલેશ્વર
શ્રી અવધેશાનંદજી મહારાજ, જુના અખાડા, હરિદ્વાર

પૂજ્ય શિવલીંગેશ્વર સ્વામી,
આદિનામ્ કોઈમ્બતુર, કર્ણાટક

પુ.પૂ. સ્વામી ગંગાધરાનંદજી મહારાજ
શંકરાચાર્યશ્રી, સ્વર્ણવલ્લી આશ્રમ, કર્ણાટક

સ્વામી નિર્મલાનંદનાથ, ચુન ચુન ગિરિમઠ

મહામંડલેશ્વર સ્વામી વિશ્વેશ્વરાનંદજી મહારાજ,
સન્યાસાશ્રમ, મુંબઈ-હરિદ્વાર

પ.પૂ. સ્વામી વિદ્યાનરસિંહ ભારતીજી મહારાજ,
શંકરાચાર્ય શ્રી, કરવીર પીઠ, મહારાષ્ટ્ર

શંકરાચાર્ય શ્રી વિદ્યાઅભિનવ વિદ્યારણ્ય
ભારતીજી, કુડલી, કર્ણાટક

શાસ્ત્રીશ્રી ભાગવત ઋષિજી,
ભાગવત વિદ્યાપીઠ સોલા, અમદાવાદ

વૈષ્ણવાચાર્ય ગોસ્વામી શ્રી વાગશજી બાવાજી,
યુવરાજ તૃતીયા પીઠ, વડોદરા

# હિંદુ ધર્મઆચાર્ય સભામાં પધારેલા પીઠાધિપતિઓ

પૂ. ગોસ્વામી દ્વારકેશલાલજી મહારાજ, યુવરાજશ્રી દ્વિતીય પીઠ, ચંપારણ્ય

શ્રી કૃષ્ણમણિજી મહારાજ, શ્રી કૃષ્ણ પ્રણામી સંપ્રદાય, જામનગર

પૂ. શ્રી દેવપ્રસાદજી મહારાજ, મહંત શ્રી આણદાબાવા આશ્રમ, જામનગર

મહંત શ્રી રામેશ્વરાદાસજી મહારાજ, કબીર સંપ્રદાય, જામનગર

પૂ. શ્રી મહંત શ્રી અવિચલદાસજી મહારાજ, સારસા

પૂ. ગોસ્વામી શ્રી દ્વારકેશલાલજી મહારાજ, શાસ્તા વિદ્યાપીઠ, વડોદરા

પેરુલાલ રામાનુજ જીયર સ્વામી, તીરુક્કુરુંગુડી, તામિલનાડુ

શીર-વાલાર-શીર અરુલમીગુ શતલીંગા રામસ્વામી આદિગાલાર, પેરુર આદિનામ, તામિલનાડુ

પૂ.શ્રી રાજ શ્રવણ સર્વનમનિક સ્વામીજી, કલ્યાણપુરી આદિનમ્, તામિલનાડુ

શ્રી લા શ્રીજ્ઞાનપ્રકાશદેશિક પરમાચાર્ય સ્વામીજી, થોંડાઈ મંડલ આદિનામ, તામિલનાડુ

મહા મંડલેશ્વર પ્રેમાનંદજી મહારાજ, હરિદ્વાર

મહામંડલેશ્વર શિવસ્વરુપાનંદજી મહારાજ

મહામંડલેશ્વર પૂ.શ્રી વિશોકાનંદ ભારતી,
ધનીનાથગિરિ મઠ, રાજસ્થાન

આચાર્ય શ્રી મહામંડલેશ્વર
શ્રી રામકૃષ્ણાનંદજી મહારાજ, ઉતરાંચલ

મહામંડલેશ્વર સ્વામી
સંવિદાનંદજી મહારાજ

આચાર્ય ગોસ્વામી સુરેશ્વરાનંદજી મહારાજ,
કર્ણાટક

આચાર્ય શ્રી અર્ભનામ સાહેબ,
કબીર સંપ્રદાય, વારાણસી

સદ્યયોજાતા તીર્થશંકર આશ્રમ સ્વામીજી,
ચિત્રાપુર મઠ, ચિરાલી કર્ણાટક

મહંત ડો.શ્રી શ્યામસુંદરદાસજી,
મિથિલાપીઠ, બિહાર

મહંત શ્રી કૃષ્ણગોપાલદાસજી મહારાજ,
રાધાકાન્ત મઠ, પુરી

મહંત શ્રી રામકૃષ્ણદાસજી મહારાજ,
રાધાવલ્લભ મઠ

સ્વામી બ્રહ્મેશાનંદજી મહારાજ,
પદ્મનાભ શિષ્ય પરંપરા, ગોવા

શ્રી શ્રી સ્વપ્રકાશદેશિક પરમાચાર્ય,
પૂ. થીરુવંડાદુથુરઈ આદિનમ, તાલિમનાડુ

સ્વામી શ્રી ચિત્પ્રકાશદાસજી મહારાજ,
અખંડ પરમધામ, વૃંદાવન

# હિંદુ ધર્મઆચાર્ય સભામાં પધારેલા પીઠાધિપતિઓ

પૂ. યુધિષ્ઠિરલાલજી મહારાજ,
સદાણી દરબાર, રાયપુર

સ્વામી શ્રી રામકૃષ્ણજી મહારાજ,
વારકરી સંપ્રદાય, મહારાષ્ટ્ર

શ્રી કાલ સિદ્ધેર સ્વામીજી મહારાજ

સેન આચાર્ય અચલાનંદ ગિરિજી મહારાજ,
પુષ્કર

સત્રાધિકારીજી
ડૉ. પિતાંબરદેવ ગોસ્વામી, આસામ

પૂ. યોગાચાર્ય શ્રી રામદેવજી મહારાજ,
પતંજલિ વિદ્યાપીઠ, હરિદ્વાર

પૂજ્ય શ્રીઅમૃતસૂર્યાનંદજી, પોર્ટુગલ

શ્રી મોહન ભાગવતજી,
સરસંઘ સંચાલક, રાષ્ટ્રિય સેવક સંઘ

ડૉ. સુબ્રહ્મણ્યમ્ સ્વામી
સુપ્રસિદ્ધ હાવર્ડ પ્રોફેસર

માનનીય શ્રી અશોકજી સિંઘલ,
અધ્યક્ષ વિશ્વ હિન્દુ પરિષદ

આદરણીય શ્રી પંકજજી,
વિશ્વ હિન્દુ પરિષદ, દિલ્હી

શ્રી વામનઆશ્રમ સ્વામીજી
શ્રીસંસ્થાનમ્, કર્ણાટક

**દિલ્હી ખાતે વિશ્વના ધર્મસ્થાનોની રક્ષા માટેની અગત્યની બેઠક :** આજે વિશ્વમાં વિકાસ વધી રહ્યો છે પરંતુ સાથે સાથે સંઘર્ષ પણ વધી રહ્યો છે. ધર્મક્ષેત્ર પણ એમાંથી બાકાત નથી. વિશ્વમાં શાંતિ, ન્યાય અને સહકારનું વાતાવરણ સર્જાય એ ખૂબ જ જરૂરી છે. એમા એ માટે યુનાઈટેડ નેશન દ્વારા વિશ્વભરના ધર્મસ્થાનોના રક્ષણ માટેનો એક ઠરાવ કરવાનું વિચારાઇ રહ્યું છે. આ વિષયના અનુસંધાને દિલ્હી ખાતે યહુદી ધર્મના વડા ડેવીડ રોઇઝનના અધ્યક્ષ સ્થાને વિવિધ ધર્મના અગ્રણીઓની બેઠક યોજાઇ હતી. આ સભામાં હિન્દુ ધર્માચાર્ય સભાના એક્ટિવ મેમ્બર તરીકે ગુરુવર્ય પરમ પૂજ્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી અને સંન્યાસ આશ્રમના મહંત શ્રી વિશ્વેશ્વરાનંદજી મહારાજે ભાગ લીધો હતો. ઉપરાંત મુસ્લિમ ધર્મના તેમજ ક્રિશ્ચન-કેથોલિક ધર્મના આગેવાન પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો અને વિશ્વમાં શાંતિ અને સુહૃદભાવ જળવાઇ રહે તે માટે મહત્ત્વની ચર્ચાઓ કરવામાં આવી હતી. ડેવીડ રોઇઝને જણાવ્યું હતું કે, "આજે અફઘાનિસ્તાન તેમજ અનેક સ્થળે ધર્મસ્થાનોનો વિનાશ થઇ રહ્યો છે. જેનાથી વિશ્વની શાંતિ ડહોળાઇ રહી છે. આપણે આ પરિસ્થિતિમાંથી બહાર આવવાની જરૂર છે." પૂજ્ય સ્વામીજીએ જણાવ્યું હતું કે, "બધા ધર્મોના અનુયાયીઓએ 'મારો જ ધર્મ શ્રેષ્ઠ છે' એવા પૂર્વગ્રહો છોડીને પરસ્પર આદરની ભાવના કેળવવી જોઇએ અને એકબીજાના ધર્મ અને પરંપરાને હૃદયથી માન આપવું જોઇએ. ભૂતકાળમાં ઘણી બધી ભૂલો થઇ હોય, એને એકબાજુ રાખીને નવા વિશ્વમાં નવો અધ્યાય રચવાની ખાસ જરૂર છે. માટે યુનાઈટેડ નેશન દ્વારા આવો કોઇ ઠરાવ થતો હોય એનાથી વિશ્વના તમામ ધર્મોને માનસિક શાંતિ અને સુરક્ષાનો અહેસાસ થશે. માટે આપણે આ ઠરાવને વધાવી લેવો જોઇએ." સ્વામીજીના વિચારોને બધાએ શાંતિથી સાંભળ્યા હતા અને હર્ષથી વધાવી લીધા હતા. આ બેઠક સફળ રહી હતી.

**અમદાવાદ જીલ્લા શાળા સંચાલકોનું સ્નેહમિલન :** અમદાવાદ જીલ્લા શાળા સંચાલકોનો વાર્ષિક સ્નેહમિલન સમારોહ ધોળકા ખાતે સરસ્વતી વિદ્યાલયમાં રાખવામાં આવ્યો હતો. મંડળના પ્રમુખ શ્રીનારણભાઇ પટેલ તથા શ્રીકાલિદાસભાઇ પટેલ વગેરે અગ્રણી કાર્યકર્તાઓના નિમંત્રણને માન આપી ગુરુકુલના અધ્યક્ષ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી પધાર્યા હતા. વાલી મંડળના ભૂતપૂર્વ પ્રમુખ શ્રી શંકરભાઇ પટેલ તેમજ અન્ય અનેક શિક્ષણવિદો આ સ્નેહમિલનમાં હાજર રહ્યા હતા. આ પ્રસંગે શ્રેષ્ઠ શિક્ષક એવોર્ડ વિજેતા શિક્ષકો તેમજ નિવૃત્ત નિષ્ઠાવાન સંચાલકોનું સ્વામીશ્રીના હસ્તે સન્માન કરવામાં આવ્યું હતું. સ્વામીશ્રીએ પોતાના મંગલ પ્રેરક પ્રવચનમાં જણાવ્યું હતું કે, "આપણી શાળાઓમાં સંસ્કારયુક્ત શિક્ષણ આપવાની ખાસ જરૂર છે. સાથોસાથ બાળકોમાં રાષ્ટ્રભાવના વધે એ માટે મહાત્મા ગાંધીજી અને પંડિત જવાહરલાલ નહેરુ ઉપરાંત સુભાષચંદ્ર બોઝ, સરદાર વલ્લભભાઇ પટેલ, વીર ભગતસિંહ, ચંદ્રશેખર આઝાદ, વીર સાવરકર, શ્યામજી કૃષ્ણવર્મા વગેરે ભારતવર્ષની અનેક વિભૂતિઓ અને શહીદોનો ઇતિહાસ બાળકોને ખાસ ભણાવવો જોઇએ, જેથી બાળકોને આઝાદીના મૂલ્યની ખબર પડે. આપણી શાળાઓમાં દરરોજ પ્રાર્થનાઓ અવશ્ય થવી જોઇએ અને એ સમયે બાળકોને મૂલ્યનિષ્ઠ શિક્ષણ આપવાનો પ્રયાસ કરવો જોઇએ."

**શ્રદ્ધા સુમન : શ્રી ઓધવજીભાઇ રવજીભાઇ પટેલ,** મોરબી નિવાસી ઓધવજીભાઇ રવજીભાઇ પટેલ તારીખ ૧૭ ઓક્ટોબરના રોજ અક્ષરવાસી થયા છે. ઓધવજીભાઇના અક્ષરવાસી થયાના સમાચાર સાંભળી સમગ્ર ગુરુકુલ પરિવાર તથા સૌરાષ્ટ્ર પાટીદાર સમાજે ઘેરા શોકની લાગણી વ્યક્ત કરી હતી. પોતાની કોઠાસૂઝ અને પુરુષાર્થથી તેઓએ દુનીયાની નામાંકિતઘડીયાળ બનાવતી કંપની 'અજંતા'નું નિર્માણ કર્યું હતું. તેઓને મળેલી સફળતા તેઓએ પચાવી જાણી હતી. પોતાના સમગ્ર જીવનમાં તેઓએ સમાજની વિવિધ સેવાત ઓ, જેવીકે કન્યા કેળવણી, જળક્રાંતિ, શૈક્ષણીક સેવાઓ તથા જરુરીયાત મંદોની સેવાઓ કરી સમાજમાં પ્રતિષ્ઠા મેળવી હતી. તેઓને પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સાથે તથા ગુરુકુલની સેવાઓ વિશે ખૂબ આદરભાવ હતો. આવા સેવાભાવી દેવદૂતના અક્ષરવાસથી સમગ્ર સમાજને ન પુરાય તેવી ખોટ પડી છે.

તેઓના અક્ષરવાસના સમાચાર જાણી અમદાવાદ ગુરુકુલમાં તેઓની સ્મૃતિમાં ધૂન કરવામાં આવી હતી. અમદાવાદ ખાતે યોજાયેલ તેઓની શ્રદ્ધાંજલી સભામાં પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારી શ્રદ્ધાસુમન અર્પણ કર્યા હતા, તથા સુપુત્રો શ્રી વસંતભાઇ, શ્રી પ્રવિણભાઇ, શ્રી જયસુખભાઇ, શ્રી અશોકભાઇ તથા સર્વ પરિવારજનોને શ્રીહરિ ધીરજ અર્પે તેવી પ્રાર્થના કરી હતી.

**શરદોત્સવ :** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) અમદાવાદ ખાતે તા. ૨૯ ઓક્ટોબરના રોજ શરદપૂર્ણિમાના પાવનકારી અવસરે ભવ્ય શરદોત્સવ ઉજવાયો. આજના મંગલ અવસરે સહજાનંદમ્‌માં બિરાજતા શ્રી ઘનશ્યામ મહારાજના પાટોત્સવ પ્રસંગે વિવિધ ફળો, ઔષધિઓ, કેસર-ચંદનયુક્ત તીર્થજળ દ્વારા મહાભિષેક કરવામાં આવ્યો. અભિષેક બાદ શ્રી ઘનશ્યામ મહારાજને સંતો દ્વારા તૈયાર કરવામાં આવેલ વિવિધ વાનગીઓથી યૂક્ત અન્નકૂટ ધરાવવામાં આવ્યો. આજ રોજ રાત્રે ૯ કલાકે પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાંનિધ્યમાં ભવ્ય શરદોત્સવ ઉજવાયો. જેમાં રામ-શ્યામ-ઘનશ્યામ મહારાજની ચાર આરતીઓ કરવામાં આવી. ગુરુકુલના વિદ્યાર્થીઓ તથા પોરબંદરની રાસ મંડળીઓ દ્વારા વિવિધ રાસ રજૂ કરવામાં આવ્યા. સદ્‌ગુરુ સંતોના મુખે કથાવાર્તાનો લાભ પ્રાપ્ત થયો. મહોત્સવના અંતે સૌ ભક્તજનો દૂધપૌંઆનો પ્રસાદ લઈ છૂટા પડ્યા.

**શ્રી સ્વામિનારાયણ કલ્ચરલ સેન્ટર તથા પ્રાર્થના હોલ શિલાન્યાસ - રાજકોટ :** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP)ના નેજા હેઠળ ૧૫૦ ફૂટ મવડી રીંગરોડ ઉપર આવેલા પટેલ નગરમાં શ્રી સ્વામિનારાયણ કલ્ચરલ સેન્ટર તથા પ્રાર્થના હોલનો શિલાન્યાસ વિધિ પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના હસ્તે તારીખ ૧૮ નવેમ્બર, લાભપાંચમના રોજ ઉજવાયો. આ પ્રસંગે પૂજ્ય સ્વામીજીએ પ્રાર્થના મંદિર માટે જમીન અર્પણ કરનાર ભક્તજનોને બીરદાવ્યા હતા. તથા આ પ્રાર્થના મંદિર દ્વારા હજારો જીવો ભગવાનનું ભજન કરતા થશે, નાના બાળકો તથા યુવાનોને અહીંથી જીવનનું સાચુ માર્ગદર્શન મળશે તેવી ભગવાનના ચરણોમાં પ્રાર્થના કરી હતી. આ પ્રસંગે ગુરુકુલના ટ્રસ્ટી શ્રી મધુભાઈ દોંગાએ પ્રેરણાત્મક પ્રવચન કર્યું હતું તથા મોટી સંખ્યામાં રાજકોટ નિવાસી હરિભક્તો હાજર રહ્યા હતા.

**દીપોત્સવ :** દીવાળીના પાવન દિવસોમાં શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે એકાદશીથી માંડી દીવાળી સુધી નંદ સંતો રચીત પદોનું ગાન થયું હતું, જેમાં મોટી સંખ્યામાં ભક્તજનો ઉપસ્થિત રહી કીર્તનભક્તિનોએ લાભ લીધો હતો. દીવાળીના દિવસે સવારે ચોપડા પૂજન કરવામાં આવ્યું હતું, જેમાં મોટી સંખ્યામાં ભક્તજનોએ ચોપડા પૂજનનો લાભ લીધો હતો. આજ રોજ સદ્‌ગુરુ વંદના મહોત્સવની પત્રિકાનું પૂજન કરવામાં આવ્યું હતું તથા પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સૌપ્રથમ વડતાલવાસી હરિકૃષ્ણ મહારાજ તથા શ્રીજી સ્થાપીત છએ મંદિરોના દેવોના નામની પત્રિકા લખી હતી. ત્યારબાદ શ્રી ઘનશ્યામ મહારાજને ધરાવવામાં આવેલ દિવ્ય અન્નકૂટની આરતી કરવામાં આવી હતી.

આજરોજ રાત્રે ભવ્ય દીપોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. કારીયાણીના વચનામૃતના વર્ણન પ્રમાણે રાજાધિરાજ ભગવાન શ્રી સ્વામિનારાયણની આગળ દીપમાળાઓ પૂરી દીવાળીના પદોનું ગાન કરવામાં આવ્યુ હતુ. પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પંચભૂતો દ્વારા મહારાજની આરતી કરી હતી. પૂજ્ય પુરાણી સ્વામી તથા પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામીએ શુભાશીર્વાદ પાઠવ્યા હતા. દીપોત્સવના અંતે મહારાજની આગળ આતશબાજી કરવામાં આવી હતી.

**સદ્‌ગુરુ સ્મૃતિ મહોત્સવ - કંડારી :** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ કંડારીના આંગણે સદ્‌ગુરુ ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામીના સાનિધ્યમાં પૂજ્ય નંદકીશોરદાસજી સ્વામીની સ્મૃતિમાં સદ્‌ગુરુ સ્મૃતિ મહોત્સવ ખૂબજ ધામધૂમથી ઉજવાયો. આ મહોત્સવમાં પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ આપ્યો હતો, તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી સંતમંડળ સાથે ઉપસ્થિત રહ્યા હતા.

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

# સદ્‌ગુરુ વંદના મહોત્સવની પૂર્વ તૈયારીઓ

આગામી ૨૫ થી ૩૧ ડીસેમ્બર દરમિયાન આવી રહેલા મહોત્સવની પૂર્વ તૈયારીઓ પૂરજોશમાં ચાલી રહી છે. પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીની પ્રેરણા તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પરમ પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના માર્ગદર્શન મુજબ દશેરાના પાવન દિવસે ધ્વજારોહણ વિધિની સાથે જ ઉત્સવની પૂર્વ તૈયારીઓમાં યુવાન સંતોની ટીમ તથા ઉત્સાહી હરિભક્તો યજ્ઞશાળા, સભામંડપ, રસોડું વગેરે વિભાગોમાં રાત્રી-દિવસ ઉત્સાહથી ભાગ લઈ રહ્યા છે.